# અમીઝરણો હિંદ

કે

# માંસાહારી.

રચી છપાવી પ્રસિદ્ધ કર્તા.

શા. સોમચંદ જેઠાલાલ

ઠે. ઢાળની પોળમાં ખારાકુવાની પોળ

અમદાવાદ.

સંવત ૧૯૭૮ સને ૧૯૨૨

આવૃત્તિ પહેલી પ્રત ૨૦૦૦



શ્રી જૈન વિદ્યાવિજય પ્રિન્ટીંગ પ્રેસમાં શા. પોપટલાલ અમથાભાઇએ છાપ્યો. રીચીરોડ:—અમદાવાદ.

કીમત ૦-૧-૦

# અમીઝરણો હીંદુસ્તાન.

પૃથ્વીના પટ ઉપર ચારખંડ, એશિઆ, આફ્રીકા, યુરોપ, અમેરીકા, આ ચારખંડમાં પહેલો નંબર એશિઆ ( હીંદુસ્તાન ) માં અઢારભાર વન્સપતી જન સમુહના રોગોનું નિવારણ કરવાવાળી આયુષને વધારવા વાળી, બળ બુદ્ધી ખીલવવા વાળી, ધાન્ય (અનાજ દરેક જાતનું પાકે તે પકવવા માટે બળધ બળ, હદ જેનું બળ હજુ સુધી કોઇએ આંક્યુ નથી ભલે રેલગાડી, મોટરગાડી, ઘોડા ગાડીઓ એ તમામ પરતંત્ર છે અને બળધ પોતાના માલીકનો સ્વતંત્ર છે. રસકસ દુધ અને ઘી માટે ગાયો, ભેંસો, બકરાં વિગેરેથી ઊત્પન્ન થાય છે. ધન સોનું રૂપુ, ત્રાંબુ, પીતળ વિગેરે ધાતુ જમીનમાંથી નીકળે છે. અમીઝરણા ડુંગરો અને ગુફાઓમાંથી રાત દીવસ જળનો પ્રવાહ ચાલુ રહે છે. રૂષી મુનીઓ ત્રીકાળ જ્ઞાની મોટામોટા સમૃદ્ધિવાન રાજાઓ બાદશાહો અને જબરજસ્ત યોદ્ધાઓ કે જેમના ઇતિહાસો, મહાભારત, રામાયણ, ગીતા, કલ્પસુત્ર, કુરાન વગેરે ધર્મના પુસ્તકો બનાવનાર ત્રણ કાળના જાણનાર ધર્મનું રહસ્ય સમાજાવનાર ભગવાનરૂપે અવતાર આ દેશમાં લીધેલા છે. અધમ ઊધારણ ભકતોની ભીડ ભાગનાર એવા તેત્રીસ ક્રોડ દેવતાઓનો વાસો આ દેશની પવિત્ર ભુમી ઉપર છે. આવા અમીઝરણા દેશની હાલ સ્થિતિ કેવી છે.

દેવ ગયા ડુંગરે પીર ગયા મક્કે,
કળજુગના પરતાપથી ધર્મને મારે ધક્કે,

### હરીગીત.

ફેવી અને શુભ દેવથી મનમાનતી મળશે મજા;
દેશી હુન્નરો આદરી સુસંપની બાંધો ધ્વજા;
કુસંપને કાઢી કરી રહો પ્રભુના ધ્યાનમાં;
આળસને અળગી કરી સ્વદેશી બનો દેશમાનમાં.
બહુ બાળકાં જે લાડકાં આ હીંદનાં ગવાય છે,
લઇ હાટકાં બહુ ખાંડમાં પ્રસિદ્ધપણે ખવાય છે.
અધર્મને આગળ કર્યો ધર્મી છતાં ગુલતાનમાં;
આળસને અળગી કરો સ્વદેશી બનો દેશ માનમાં.
ચરબી તણા વાધા ગ્રહી શું માન મુકો નેકમાં.
શુરવીર શીવાજી અને પ્રતાપ જેવા ટેકમાં.
એવા બનો આ યુગમાં ધર્મી બનો ધર્મ તાનમાં;
આળસને અળગી કરો સ્વદેશી બનો દેશ માનમાં.
જીવદયા જોઇ જાળવી સંભાળવી જો જ્ઞાનમાં;
આળસને અળગી કરી ધર્મી બનો ધર્મપત્તાનમાં

## માંસહારી હિન્દ.

### વીલાયતી દવાઓમાં ધર્મ ભ્રષ્ટતા.

આપણા દેશમાં પ્રાચીન પદ્ધતિમપ્રમાણેપ્રથમ દરેક ગામમાં દેશી વૈદો તથા હકીમો પરંપરાથી પોતાનો પવિત્ર ધંધો ચલાવતા હતા. તેઓ પોતાના હાથથીજ ભગવાન ધન્વંતરી, ચરક, સુશ્રુત, વાગ્ભટ અને એવા મહાન રૂષીઓ પ્રણીત વૈદકશાસ્ત્ર પ્રમાણે ઘર આગળ ઓસડીઓ તૈયાર કરતા અને દર્દીઓને આપતા હજુ પણ એ પૃથા જોવામાં આવે છે. આ દવાઓ નીર્દોષ, સાદી અકસીર

તેમજ પાણીના મુલની છે. પ્રાચીન પદ્ધતિના શીક્ષણનો નાશ કરી નવીન રીતથી સ્કુલો, કોલેજો, યુનીવર્સીટીઓ દ્વારા મહાત્મા ગાંધીજીના કહેવા પ્રમાણે ઝેરી શિક્ષણ આપણા ભારત સંતાનોના કુમળાં મગજમાં રેડાય છે તેથીજ આજે આર્ય વૈદક શાસ્ત્ર અને યુનાની હકીમોની દશા નષ્ટ થઇ છે. વૈદો આચાર્યો હકીમોના બદલે આ પવીત્ર દેશમાં ડોકટરો સર્જનો અને સ્પેસ્યાલીસ્ટો થયા છે. દવાશાળા, ઔષધાલય રસશાળાના બદલે ડીસ્પેન્સરી, હોસ્પીટલ્સ કે મેડીકલ હોલ્સને તૈયાર કરવામાં આવ્યાં છે. અને ગાંધીઓના બદલે નવીફેશનના કેમીસ્ટસ એન્ડ ડરગીસ્ટસ તૈયાર થઈ ગયા છે. કમભાગ્યે દેશીરાજ્યો શું કે બ્રીટીશ ગવર્મેન્ટ શું આખા હીંદુસ્તાનમાં અત્યારે લગભગ ન્હાનાં મોટાં દરેક શહેરોમાં ડીસ્પેન્સરી કે હોસ્પીતાલો ખોલાઇ ગઇ છે. દરેક જીલ્લાની મેડીકલ કોલેજોમાં પાસ થઇ તૈયાર થયેલા ડોકટરો દ્વારા મફત દવાઓ આ દવાખાનામાં આપવામાં આવે છે. અને લોકોએ તૈયાર સુંદર અને રંગીન પ્રવાહી પદાર્થોથી ભરેલી બાટલીઓમાંથી દવાઓ મફત મળતી જોઇ તેનો ઉપયોગ છુટથી કરવા માંડયો છે.

અને તે દવાઓમાં ભરેલું ધર્મનાશક ઝેરી તત્વ જોઇ શકતા નથી ને વીવેક ભ્રષ્ટ થઇ ગયા છીએ અને આપણામાં શ્રીમંત લોકોએ પોતાના ધનથી સ્વદેશી ઔષધાલયોના બદલે ઇસ્પીતાલો ખોલી ડોકટરો અને ઇસ્પીતાલોની એક મોટી સંખ્યા આખા ભારત દેશને ભ્રષ્ટ કરી રહી છે. આ ઇસ્પીતાલો અને ડોકટરો માટે યુરોપના ઘણાખરા શહેરોના કારખાનામાંથી હીંદુસ્તાનમાં દરવર્ષે લાખ્ખો બલ્કે કરોડો રૂપીઆની દવાઓ આપણા દેશમાં આવે છે

તે દવાઓ ઘણે ભાગે મધ્ય અને માંસનીજ બનેલી હોય છે તે હીંદુસ્તાનના બાળકોને ભ્રષ્ટ કરવાને પુરતી છે. **કેમીસ્ટો અને ડ્રગીસ્ટો** આવી દવાઓ મંગાવે છે. અને સરકારી કે ખાનગી ડૉક્ટરો આ દવાઓ લોકોને લખી આપે છે. તે લોકો કેમીસ્ટોને ત્યાંથી લે છે. મતલબ કે ડૉક્ટરોજ આ દવાનો પ્રચાર લોકોમાં કરે છે.

૧) **ડરગ્સમાં** મ્હોટે ભાગે ટીંચર્સ–સ્પીરીટસ અને વાઇન આવે છે. દરેકમાં સ્પીરીટ અથવા દારૂ આવે છે અને આ દવાઓ આપણા દેશની વનસપતીમાંથી બનાવવામાં આવે છે. વીલાયતના કારખાના વાળા આપાણા દેશનાં કાચાં ઓસડીયાં બજારોમાંથી પાણીન મુલે ખરીદી તેની બનાવટો બનાવી સોનાના મુલે પાછી આપણા બજારમાં વેચે છે. અને કરોડો રૂપીઆ કમાય છે. (૨) **પેટેન્ટ મેડીસન** ખાસ રોગની બાટલી છે. આ દવાનો આપણા દેશમાં લગભગ ઘેરે ઘેર જાણે અજાણે પહોંચી વળી છે, તેમાંની કેટલીક દવાઓ લેવાથી કયું પ્રાયશ્ચીત લેવાય તે કહી શકાય નહીં પરદેશી દવાઓમાંથી થોડીક જાતની દવાઓની હકીકત આપું છું. **એલેત્રીસ કોર્ડીઅલ** આ દવામાં સ્પીરીટ–દારૂનો ભેળ છે. **પેપ્સીન**–આ દવા ડુક્કરની ચરબીની બનેલી છે. **દરેક જાતના ફુડસ**–આમાં ઘણે ભાગ ઈંડાના રસનો ભેળ છે. **બોવરીલ**–આ દવામાં બળદ અથવા ગાયનું માંસ આવે છે. અને આ એકજ દવા બનાવવા માટે લીમીટેડ કંપની છે, **બ્રાન્ડસ ઇસેન્સમીન બ્રાન્ડસ ઇસેન્સ મટન, બ્રાન્સ ઇસેન્સ બીફ**–આ દવાઓમાં જુદી જુદી જાતનાં માંસોનું સત્વ છે. અને આપણા બજારોમાં મ્હોટા પ્રમાણમાં ખપે છે. **હેઝેલીન સ્નોફીમ** આમાં ઈંડાંની

સફેતી આવે છે, અને ઘેર ઘેર વપરાય છે **કોડલીવર ઓઈલ વીથ માલ્ટ, એક્ષત્રેકટવીથ** આમાં માછલીનું તેલ તથા જવ અને બીજી દવાઓનું સત્વ આવે છે. દરેક જાતના **સાબુઓમાં** ચરબી તો આવે છેજ. **હેમોગ્લોબીન સીરપ** આ દવા માત્ર લોહીનાં પરમાણુઓનું શરબત છે. લોહી વધારવા માટે ડોક્ટરો છુટથી દર્દીઓને આપે છે, **મનોલા વાઇબ્રોના વીકારનીસવાના** અને બીજા ઘણા દરેક જાતના દારૂઓ છે. પણ "મેડીકેટેડ વાઇન્સ" દવાવાળા હોવાથી દરેક હીંદુ મુસલમાનને ડોકટરો ભલામણ કરે છે. **બીસ્કીટસ** ઘણા "મેકર" ના આવે છે. વીલાયતની હંટલી પામરવાળો બીસ્કીટ—બનાવનારો તો દુનીઆમાં ન્હોટો પૈસાદાર ગણાય છે. તેમાં નાખવા માટે લાખો બલ્કે કરોડો મરઘાં અને બટકોને ઉછેરવામાં તથા મારી નાંખવામાં આવે છે અને તેના કારખાનામાં કામ કરનારાઓ માટે ખાસ એક શહેર વસાવામાં આવ્યું છે. **ઓવલટાઈન** એ પણ ઇંડાં વગેરે ભ્રષ્ટ ચીજોનો બનેલો ખોરાક છે. **પેનો પેટટોન** મધ્ય તથા માંસની બનેલી દવા છે **સ્કોટ ઈમલસન** આ માછલીના તેલની દવા છે. **વાઈન ઓફ કોડલીવર ઓઈલ** આ દવા માછલીના લીવરનાં તેલને દારૂમાં મેળવી તૈયાર કરેલી દવા છે, **વીરોલ** આ દવા હાડકાંના મેદમાંથી બનાવામાં આવેછે, આપણા દેશમાં ઘેરે ઘેર છોકરાંના ખોરાક તરીકે વપરાય છે. તે બનાવા માટે લીમીટેડ કંપની છે. **ગ્લીસરીન** હાડકાંમાંથીજ બનાવાય છે. અને જેમ દેશી વૈદકમાં મધ તેમજ ઈંગ્રેજી વૈદકમાં ગ્લીસરીન ઘણેખરે ઠેકાણે વાપરવામાં આવે છે આ સીવાય **સાર્સા પરિલા, કફ મીક્ષર લીવર મીક્ષર ફીવર મીક્ષર** આ દવાઓ પ્રવાહી અને તેમાં દારૂ સ્પીરીટ

તો આવવાનોજ આપણા કમનસીબ દેશ બંધવો માત્ર દવા જાણી અને પાપી પેટના માટે ડોકટરો બનતાં સુધી દરદીઓને બીનાથી જાણ બહાર રાખે છે. " સુંદર કાર્ટુન્સમાં " આકર્ષક રીતે પેક કરેલી મળતી હોવાથી ખુશ ખુશ થઇ ખરીદ કરેછે અને હોંશે હોંશે પાએ છે. ડોકટરે એકવાર ઉતારી આપીને થઈરહી તો ડોકટરને પુછયા વગર દવાવાળાને ત્યાંથી લઈ આવે છે અજાયબ જેવું તો એ છે કે વીલાયતી દવાઓ ઘણી ખરી આપણા દેશમાંથી નીકાસ થયેલી વનસપતીનું રૂપાંતર છે તેમાં સ્પીરીટ મેળવી પાછી આવે છે ને વધારે કીમતથી વેચાય છે. હીંદુસ્તાનમાં દવાઓ તૈયાર થઇ શકે છે અને થાય છે. પરંતુ પરદેશી વહેપારીઓ કોલેજોમાંથી નીકળતા જુવાનીઆ અંગ્રેજી ઢબના મોહમાં ફસએલા ડોકટરો ઉપર જાહેર ખબર અને નમુનાઓથી એવી તો સરસ જાળ બીછાવે છે કે તેઓ માત્ર અમુક મેકરનીજ દવાઓ માગશે. અથવા દરદીને વાપરવા ભલામણ કરશે. એ પણ આપણું કમભાગ્ય છે. આવી દારૂ અને માંસથી ભરેલી દવાઓના વેચનાર "**કેમીસ્ટ એન્ડ ડ્રગીસ્ટ**" નો ધંધો કરનાર મુખ્ય ભાગે વણીક અને ઉંચ હિંદુ વર્ગ છે. મ્હારૂં કહેવું એમ નથી કે વીલાયતી દવાઓ બધી ભ્રષ્ટ છે, પણ ઘણો ભાગ દારૂ અને માંસની બનેલી છે. " હિંદુસ્તાન, તા૦ ૧૦—૮—૨૧ " થી.

## પરદેશી ખાંડ સાકર (ભીસરી.)

એનસાઇકલોપડીઆ બ્રીટાનીઆ નામના પુસ્તકમાં ૨૭ પાને લખે છે. ૧૪૦ થી ૧૬૮ મણ સાકર લોઢાની કઢાઇમાં નાંખીને ગાળવામાં આવે છે જે વાટે નીરંતર ગરમ પાણી અંદર આવે છે.

પહેલી મેલી સાકર લોહીથી સાફ કરે છે પછી ગરમ ઉકાળેલો સાકરનો રસ જાળીવાળી થેલીઓ વડે ગાળવામાં આવે છે ફરી તે રસને દરેક જાનવરના હાડકાની રાખ મેળવી ૩૦ થી ૪૦ ફુટની ઉંચાઈવાળી પહોળી નળી વાટે નીચે રાખેલા વાસણમાં લાવે છે. વીગેરે **શિલ્પ અને ખનીજ પદાર્થના વિદ્યાનિપુણ ડાક્ટર પ્રે લંડન** તેણે છપાવેલા પુસ્તક સને ૧૮૬૯ સાલની ત્રીજી આવૃતિમાં ૧૨૦૫ પાને લખે છે ત્રાંબાના ચોખંડા વાસણમાં થોડા ચુનાના પાણી સાથે સાકરને રાખવામાં આવે છે જેમાં થોડું બળધનું લોહી તથા સેંકડે ૫ થી ૨૦ ટકા સુધી હાડકાના કોલસાનો ચુરો નાખવામાં આવે છે. **ડીક્ષનરી ઓફ આર્ટની છઠ્ઠી આવૃતી લંડન** સને ૧૮૬૭ પાને ૮૨૯ સાકર સાફ કરવામાં લોહીના બદલે ઈંડાની અંદર રહેલી સફેદાથી સાફ કરવામાં આવે તો બહુ સારૂં કારણ કે લોહી સ્વભાવિક રીતે માવ, નીમક અને રેસાથી બનેલું હોય છે. તેથી તબિયત ભરાઈ જતી નહીં હોય પણ એવી સાકર શરીરને જરૂર હાની પહોંચાડે છે **ભોજન અને ગંદકી ડાક્ટર હસલ લંડન** ૧૮૫૫ની સાલનાં પુસ્તક પાને ૧૭ થી ૩૧ સુધી તથા **કો અને કંપનીની મેકરીકલ ઓબ જેકરલેસન સેટ સેરીસના** ૪૮ જુઓ મોરીસ ખાંડમાં માણસનો પેસાબ તા. ૨૪ નવેંબર ૧૯૦૪ શ્રી વેંકટેશ્વર સમાચાર લખે છે. મોરીસની ખાંડમાં બળધનું લોહી તથા મનુષ્યના પેસાબથી સાફ કરવામાં આવે છે. **પરદેશી ખાંડ સાકર રોગીષ્ટ છે. સીવીલ એન્ડ મીલીટરી ન્યુસ લુધીઆના** તા. ૩૦ જુલાઇ ૧૯૦૩ મી. ફીનલે લખે છે કે પરદેશી ખાંડ લોહીને ગરમ કરી બગાડે છે. અને એ સાકર ખાવી અને દુધના

પ્યાલામાં ઝેર મેળવી પીવું બરાબર છે. એ ખાંડ સાકરથી હિંદુસ્તાનમાં ઘણા રોગો ઉત્પન્ન થયા છે. પ્લેગનું મુળ પરદેશી ખાંડ સાકર **ભારત મિત્ર કલકત્તા** તા. ૩ જુન ૧૯૦૫ **પંડીત રામ શર્મા લખે** છે વીલાયતી ખાંડ મરકીનું કારણ છે. પંડીત હનુમાન શર્મા વેંકટેશ્વર સમાચાર તા. ૧ જાનેવારી ૧૯૦૪ ના પત્રમાં લખે છે દસ્ત સાફ નહીં આવવો ને લોહીનું બગાડવું એ પરદેશી ખાંડ સાકરને આભારી છે. **વીલાયતી સાકરના કારખાનામાં નજરે જોનાર** સ્વામી ભાસ્કરાનંદ સરસ્વતી લખે છે કે હું વિલાયતના પ્રવાસે ગયો ત્યારે મને સાકરનાં કેટલાંક કારખાનાં જોવાનો પ્રસંગ મળ્યો હતો હું એક કારખાનામાં ગયોને પહેલે માળે ચઢતાં સડેલું લોહી જોઇ મને ઉલટી થશે એમ થઇ આવ્યું અને મસ્તક ફરવા લાગ્યું મને આશ્ચર્ય થઈ આવ્યું આવી અપવીત્ર ચીજનું ભારતવાસી સહર્ષથી કેમ સેવન કરે છે. સ્પર્શ કરવામાં હીંદુ લોકો પાપ માને છે તેને આનંદથી કેમ ખાય છે. **અમેરીકાના વલ્ડ** નામના પત્રમાં લખ્યું છે, ખાંડ સાફ કરવા માટે નાના પ્રકારના રોગથી મરણ પામેલા ગરીબ માણસના મડદાનો ઉપયોગ કરવામાં આવે છે **હીંદી બંગવાસી કલકત્તા** તા. ૩૦ નવેંબર ૧૯૦૩ લખે છે કે ભરતખંડમાંથી આશરે લાખટન દરેક જનવરોનાં હાડકાં પરદેશ જય છે. અને તેનો સાકર વીગેરે ઘણી ચીજોમાં તેનો ઉપયોગ થાય છે. પરમાટી સસ્તી સાકરમાં ગરીબ ભારતવાસીઓ લટુ બની જાય છે. પહેરવેશમાં ફેન્સી કપડાં (ટેલો) ચરબીવાળાં કપડાંથી શરીર શોભાવે છે; ધર્મનો બીલકુલ વીચાર કરતા નથી. ધર્મ ગયું ધન ગયું અને દરીદ્ર રહ્યા; જ્યાં ધર્મ નહીં જાતી નહી પાતી નહીં ત્યારે આ સાડા ત્રણ હાથની કાયા શું કામ આવવાની

હતી. ભાઇઓ આટલું જાણ્યા છતાં શું તમે ખાંડ સાકર ખાશો, દવાઓ પીશો, ચરબીવાળા કપડાં પહેરશો, કેસર પણ બનાવટી આવે છે કેસરમાં માંસના રેસાને દારૂમાં પલાળી સુકવી રંગ ચઢાવી આપણા બજારોમાં વેચાય છે તે કેસર દેરાસરોમાં પુજી પાઠોમાં બીરંજમાં ઘણું વપરાય છે ( એન સાઇક્લોપ પીડીઆ ) ખાંડ સાકર અપવાશ કરી ફરાળમાં; પારણાંમાં, નીવેધમાં પીત્રુઓના શ્રાદ્ધમાં આવી ખાંડ સાકર વાપરશો, સુંવાળા સફાઇદાર ચકીત ચરબીવાળાં કપડાં શ્રી ઠાકોરજીના વાઘા સીવડાવી પહેરાવશો ત્યાં સુધી ધર્મ નહી સાચવીએ ત્યાં સુધી દુઃખ ભોગવી રૌવ રૌવ નરકમાં પડવાના આટલું જાણ્યા છતાં દીવો લઇ કુવે પડવું હોવતો રસ્તો ખુલ્લો છે.

પ્રથમ શહેર બ્હાર ગામડાંની ભાગોળમાં અને જંગલોમાં હાડકાં નજરે પડતાં હતાં હાલમાં દરેક જાનવરનાં હાડકાં વીણી એક જગ્યાએ ભેગાં કરે છે. ભેગાં કરતાં ચાર છ મહીના લાગે છે ત્યાં સુધીમાં સળે ઉધેઇ લાગે ચોમાસાની રૂતુમાં કોવાય કુતરાં બીલાડાં ચાટે અને ડબ્બા ભરાય એટલાં થાય ત્યારે ઉચક અગર ભાવથી ખરીદી પરદેશ લઈ જાય ખાવા વીગેરે ચીજોમાં ભળી હીંદના બજારમાં વેચાવા આવે કુરાન આધારે મુસલમાન ભાઇથી ખવાય અગર અડકાય નહીં કારણ કે દરેક પ્રાણીનાં હાડકાં કોવાયલું માંસ અને દારૂ આવે તો હિંદુ ધર્મ પ્રમાણે અડકવાથી ન્હાવું પડેતો ખવાય કેમ પીવાય કેમ કરોડો અને અબજો રૂપીઆની મુડીવાળાં ખાતાં ઘણાં છે. તે મુડીનો વહીવટ કરનારા ધારે તો ખેડુતોને મદત આપી મ્હોટા પ્રમાણમાં સેલડી વવરાવી તેના ક્રાલ ( પીલાવી ) ખાંડ સાકર બનાવરાવે તો સત્તાવીશ કરોડ રૂપીઆ

પરદેશમાં જતા બચે મુડી વધે ધર્મ સચવાય શ્રીમતો પ્રજા હી-તાર્થે પરદેશી દવાનાં દવાખાનાં કઢાવે છે તેના બદલે દેશી દવાનાં ઔષધાલયો કઢાવે તો પરદેશી દવા કરતાં ઓછા ખર્ચે દેશી દવાનો લાભ પ્રજા લઇ શકે અને ખાત્રી થાય કે પરદેશી દવામાં અને દેશી દવામાં કેટલો તફાવત્ત છે. અને મુગાં પ્રાણી ગાયો, ભેંસો, બ-ળદો, બકરાં, મેઢાં, કુકર, બતકો વીગેરે કરોડો પ્રાણી, ખાવામાં પીવામાં અને પહેરવામાં બચે અરે ગોસ્વામી મહારાજો, મુ-નિઓ, સાધુઓ, સૈયદો જાગો અને તમારા અનુઆયી ભક્તોને જગાડી ધર્મને સાચવો.

ગોંસાઇજી મહારાજના મંદીરમાં દેશી ખાંડ વપરાય છે તેમજ હમણાં ગોંસાઇજી મહારાજે મુંબઇમાં ચરબીવાળું પરદેશી કાપડ ન પહેરવા ઉપદેશ પણ આપ્યો છે એથી ખાત્રી થાય છે કે ખાંડ સાકરમાં હાડકાં અને લોહી આવે છે જ માટે દરેક ધર્મ ગુરૂઓએ ખાસ ધ્યાનમાં લઈ ઉપદેશ આપવો અને ખરી હકીકત શું છે. તેથી વિશેષ માહિતગાર થવુંજ જોઇએ સમય પલટાય છે. તેમ મનુષ્યો પલટાય પણ ધર્મ ગુરૂઓએ ન પલટાવવું જોઇએ અને અહિંસા એજ ધર્મનો પાયો છે. ચર્તુમાસમાં ચાર મહિના કૃષ્ણ ભગવાન અહીંસા પાળવા માટે પાતાળમાં રહેલા છે. કારણ કે તેમનાં દર્શન કરવા લાખો મનુષ્યો દુર દેશાવરથી આવે ને રસ્તામાં લીલોતરી કચરાય કીડી, મંકોડી, અંથવા વગેરે ઝીણાં પ્રાણીઓનો નાશ થાય તેટલા માટે પાતાળમાં રહેલા છે. અને જૈન ધર્મમાં પણ ચર્તુમાસના ચાર મહીના સાધુ મુનીરાજ વીહાર કરતા નથી તેનું કારણ મુખ્ય અહિંસા પાળવા માટે છે. અહીંસા પાળવી એ દરેક શાસ્ત્રનો ઉપદેશ છે. મનુષ્યથી ઝીણામાં ઝીણા

પાણીના પોરા અને અથવા સુધીનો બચાવ કરવો તેનું નામ અ-હિંસા ધર્મ. હે પરમ કૃપાળુ પરમાત્મા હિંદના દરેક પુત્રો અહિંસા પાળે તેવી સદ્બુદ્ધિ આપો. શાન્તી

ધર્મી થઈ કર્મી બની શું હિંસક ચીજો ખરીદશો,
અધર્મને જો આદરો તો ધર્મી શું સમજાવશો.
મર્મ સઘળો જાણતાં જો ભ્રષ્ટ ચીજો લાવીએ,
ધર્મને હાની ચઢે લાખેણી લાજ ગુમાવીએ,

આ ચોપડી છપાવવાનો હેતુ ફક્ત અહીંસા ધર્મ પાળવા ઉપરનો છે. વહેપારીક દ્રષ્ટીએ નુકશાન અગર ધર્મ અને ગુરૂઓની નીંદા કરવાનો નથી.



## ભારતબંધુ દેશ દુઃખીઓ થાય.

ધર્મ તમારો જાય, અરેરે ભાઇઓ ધર્મ તમારો જાય.
હાડમાંસને રૂધીરમાંહી ધર્મ તમારો રોળાય, અરેરે૦
કાપડને વળી બીજી જે ચીજો, વિદેશી કહેવાય. અરેરે૦
કુક્કર ગાયો ને બીજાં જે પ્રાણીની ચરબી તેમાં વપરાય. અરેરે૦
ન્સી સુગંધીના સાબુ જે આવે તેમાં ચરબી વપરાય. અરેરે૦
રૂધીર માંસથી દવા બનેલી, હર્ષથી કેમ પીવાય. અરેરે૦
હદ છોડીને ખાંડજ ખાઓ, જીવોની હત્યાય. અરેરે૦
વાપરતા જો બંધજ થાશો, મરતા જીવો રોકાય. અરેરે૦
દારૂ બ્હીસકી ઉચ્ચ વર્ણમાં, આજે ઘણો વપરાય અરેરે૦
હોટલ મંદીર ચા છે દેવી, એથી અધિક બીડી ન્હાય. અરેરે૦
સંપ કરીને કુત્રિમ ચીજો, દુર કરો પડું પાય. અરેરે૦

જનેતાને જે નર મુકી, દાસી દુધે પલટાય. અરેરે૦
મનુષ્ય થઇને ટેક તજ્યા છો, શ્વાન ભલાં નર ન્હાય૦ અરેરે૦
ધર્મ તજે વહીં શ્વાન ટેકલાં, ટેક મનુષ્ય ના જાય. અરેરે૦
બળધ ઘોડા ખર જેવા પ્રાણી, ધણી ટેક સુખદાય. અરેરે૦
અવળી નીતિ યુગમાં ચાલી, વાડ વેલાને ખાય. અરેરે૦
વિનાશ કાળે વિપરીત બુદ્ધિ, રાવણ સુખ રોળાય. અરેરે૦
સર્વ ધર્મના સર્વે ગુરૂએ, અનાચાર દુઃખ દાય. અરેરે૦
મનથી તજીને ટેક જો રાખો. નહી જીવો મરાય. અરેરે૦
રેંટીઆ કાંતી કાપડ વણાવી, ઢાંકો તમારી કાય. અરેરે૦
સ્વદેશી વ્રત્તનું પાલન કરવા, દીલ તમારૂં ન્હાય. અરેરે૦
સોમચંદ કહે છે વગર માગે, સ્વરાજ્ય તમને ન્હાય. અરેરે૦

## હીંદમાં શું વધ્યું.

### સવૈયા.

બ્રીટીશ રાજ્યમાં સર્વેજને, ફેશનબાઇને આપ્યું માન;
સીગરને ચીરૂટ વધી છે, વધી બીડી સોપારી પાન;
મીજલસને મીટીંગો વધી, તેમાં વધ્યું મદીરાનું પાન;
અભક્ષા ભક્ષ ચીજો વધી, ધર્મનું તોડયું અભિમાન;
ચાના પીનારા વધીઆ, વધી હોટલો અપરંપાર;
માથે વાળ વધારનાર વધીઆ, હેરકટીંગ વધ્યા અપાર
આરસીને અંબ્રેલા વધી, હેટકેપ વધી અપાર:
રોઝબરી જીંજર પીકમીઅપ, વધ્યા લેમોન સોડા પીનાર;
કોકો કોફી પીનાર વધીઆ, વધ્યા ચામાં બીસકુટ ખાનાર;
વધ્યા ચશ્મા શ્રીમની વાપરનાર, વધી સાયકલ મોટકાર;

શુઝ વોચ અને સ્ટીક વધી, વધ્યા મફલર કોલર અપાર.
વધ્યા અક્કડ કપડાં પહેરનારા, વધી વોશીંગ કંપની અપાર;
પાટલુનને કોટ વધીઆ, ને કટાઇન ગેલીસ અપાર.
દરદ વધ્યાંને ડોકટર વધીઆ, વધ્યા વૈદ્ય હકીમ અપાર;
કજીઆને કંકાશ વધીઆ, વધ્યા બારીસ્ટર વકીલ અપાર;
નિશાળો કોલેજો વધી, ભણનારા વધ્યા આપર;
ઉદ્યોગ હુન્નરને વિસારી વધ્યા ગુલામીના કરનાર;
મશકા પાલીશ કરનાર વધ્યા, વધ્યા સાહેબના બેટા અપાર;
મીનડી વાઘ લે ગઇ તો હાજી, હા કહેનાર અપાર;
ઠગ વધ્યા જુગારી વધીઆ વ્યભિચાર વધ્યો અપાર
સટ્ટાનો વેપાર વધીઓ, વધ્યા દલાલીના કરનાર;
ન્યુસપેપર આર્ટીકલ વધીઆ, વધ્યા પડદા બોડ અપાર;
ઓબંધ કપડે શાહુકાર વધીઆ વધ્યા દીવાળાં કાઢનાર.
ખડખડતાં હાંલ્લાં ઘરમાં છે, વધ્યો ભભકો બ્હાર અપાર;
વધ્યાં પોલકાં ઝીણી સાડીઓ, ઘાઘરા ઝુલતણા અપાર;
કાચતણી બંગડી પહેરવાને, જાય શોપોમાં અપરંપાર;
મીઠુ જોતાં બગડી પોતે, પરપુરૂષને કર આલનાર;
નાટક સીનેમા વધ્યાં છે, વધ્યા જોનારા અપરંપાર;
આવક કરતાં ખર્ચ વધીઆં, તેનો હીસાબ નથી જોનાર,
હીંદુસ્તાન અમીઝરો છે, તેના બેટા બન્યા લાચાર;
તોયે ફેશનનો મોહ ન છુટે, હીણભાગ્ય ગણું અપાર.
સોમચંદ કહે છે મોટો ઉધમ, કરકસર જાણો અપાર;
સર્વેથામાં સમજી જાય તો, થાય હિંદમાં જયજયકાર.

—※—

## સિંહનું બચ્ચું હાથીના કુંભસ્થળ તોડે છે?

નાનુ પુસ્તક ઉત્તમ બોધ આપી શકે છે, વાંચતાં કંટાળો આવતો નથી. ઓછી કીમત એટલે દરેક માણસ ખરીદી શકે ને ઘરમાં છુટુ રહેવાથી દરેક બાળક બાળકી વૃદ્ધ અને યુવાન હરતાં ફરતાં વાંચી શકે સરળ અને સાદી ભાષામાં લખાયલું એટલે થોડું ભણેલા વાંચીને સમજી શકે એવા હેતુથી—

**સત્યવાને** બ્રહ્મચર્ય પાળી યક્ષ અને યક્ષ કન્યા સામે કેવી રીતે જીત મેળવી, નારદ મુનિએ ઈંદ્ર મહારાજા આગળ સાવિત્રીનાં વખાણ કર્યાં તેથી ઇંદ્ર સાવીત્રીને ચળાવવા માટે આવ્યા છતાં ડગી નહીં અને અલ્પ આયુષી સત્યવાનને વરી અને પતિવ્રતપણામાં અડગ રહીને યમ રાજાના પાસમાંથી સત્યવાનને છોડાવી ચારસો વર્ષનું આયુષ્ય અપાવ્યું. **જસમા ઓડણ** હલકી કોમની હોવા છતાં પોતાના પતિવ્રત્તપણાને સિદ્ધરાજ જેવા સમર્થ રાજા સામે કેવી રીતે સાચવ્યું. **પતિવ્રતપણાના નિયમો ગૃહસ્થાશ્રમ કન્યા વિક્રયનું** દષ્ટાંત રાગરાગણીમાં ભરપુર.

### સત્યવાન સાવિત્રી–જસમા ઓડણ.

કીં. ૦–૫–૦ પોસ્ટ સાથે ટીકીટો બીડવી.

## શું? તમને ફેશનબાઇ વ્હાલી છે?

ફેશનબાઇ પતિવ્રત્તા કે ગુણકા, ગુણકાના ફંદમાં ફસાએલો છેલ શેઠ ધન ધાન્ય અને કુટુંબથી પાયમાલ થઇ કેવી રીતે ધનવાન બન્યો, ફેશનમાં ફસાએલી સ્ત્રીએ પતિને દેવાદાર બનાવ્યો સ્ત્રીને સુધરવા કેવા પ્રપંચો કરવા પડયા આવા દરેક વિષયથી ભરપુર ચાર દષ્ટાંતો [illegible]

## કળજુગની ફેશનબાઇ.

ફી. ૦–૩–૦ પોસ્ટ સાથે ટીકીટો બીડવી.



# શું ? અમે સ્વરાજ્ય લાયક નથી.

આપણે વિર્યને પાણીના રેલા માફક કાઢવા માંડયું છે જેને વિર્યની કિમત છે તે માણસ ધારેલું કામ કરી શકે છે. વિર્યનું એક બુંદ આપણા શરીરમાં છે ત્યાં સુધી યમ રાજા જીવ લેવા આવી શકતા નથી આપણે અંધ શ્રદ્ધાથી ઘેરાયલા છીએ. તેથી પરતંત્રતામાં સપડાયા છીએ તેર દ્રષ્ટાંતો બોધદાયક લખાણ રાગ રાગરાગણીથી ભરપુર.



## મારૂં પોગળ

ફી. ૦–૮–૦ પોસ્ટ સાથે ટીકીટો બીડવી.

મળવાનું ઠેકાણું.

## વૈદ્ય સોમચંદ જેઠાલાલ–અમદાવાદ.

ઢાલની પોળમાં ખારાકુવાની પોળ.



## ધ્યાનમાં રાખજો.

પવિત્ર દિવસોમાં, પજુસણપર્વમાં, નવરાત્રીના ગરબાઓમાં અહિંસા ધર્મ સચવાશે તોજ પુન્ય ઉપાર્જન કરશો અને મનોવાંછિત ફળ પ્રાપ્ત કરશો દેશોદયનું હિત તેમાં સમાએલું છે.